સુરત શહેર તથા

ચોર્યાસી તાલુકાનો

# "ભૂગોળ શિક્ષક."

કિંમત અઢી આના.



ઉ. મોતીરામ ૬૪ વર્ષ

છગનલાલ મોતીરામ શાહ

" મુખગણિત શિક્ષક " વગેરેના કર્તા.

શાહપોર–સુરત.

સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો

# "ભૂગોળ શિક્ષક"

રચનાર-છગનલાલ મોતીરામ શાહ.
" મુખગણિત શિક્ષક " ના કર્તા

પ્રસિદ્ધ કર્તા-છગનલાલ મોતીરામ શાહ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું શાહપોર-સુરત.

આવૃત્તિ ૨ જી —— પ્રત ૧૦૦૦

છાપનાર-નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું-'શંકર' પ્રિન્ટીંગ પ્રેસ
ચકલાના પુલઉપર ટાંકી પાસે-સુરત.



સપ્ટેંબર સને ૧૯૧૯

કિંમત રૂ. ૦-૨-૬

મહેરબાન કાઠિઆવાડના એજંટ ટુ ધ ગવર્નર સાહેબ બહાદુરે પોતાના હુકમ નં. ૭૯ તા. ૨-૮-૧૯ થી

## "અંકગણિતનાં મનોયત્ન"

કાઠિઆવાડ એજન્સિની તમામ પ્રાયમરી સ્કુલોમાં ઇનામ અને લાયબ્રેરી બુક તરીકે મંજુર કર્યો છે.

---

## "ડિકટેશન શિક્ષક"

બાળપોથીથી પાંચમી સુધીના તથા કન્યાવાચનમાળા પુસ્તક પહેલાનો

## ડિકટેશન શિક્ષકમાં શું શું છે ?

૧] પાડવાર અઘરા શબ્દો.
૨] જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો.
૩] કઠિન મળતા શબ્દોની તારવણી.
૪] જોડાક્ષર. ૫] મળતા જોડાક્ષર.
૬] પરિક્ષાના ડિકટેશનમાં આવનાર શબ્દો.

સુંદરજી કૃત નવી પહેલીના અર્થ બે આનાં.

જામનગર સ્ટેટમાં "અંકગણિતનાં મનોયત્ન"

ટેક્સ્ટ બુક તરીકે મંજુર થએલા છે.

---

કર્તા—છગનલાલ મોતીરામ શાહ. શાહપોર—સુરત.

છગનલાલ મોતીરામ શાહ કૃત.

# સુરત શહેર તથા ચોરાસી તાલુકાનો

 ## ભૂગોળ શિક્ષક 

### દિશાઓ.

દિશાઓ ચાર છે. પૂર્વ. **પશ્ચિમ.** ઉત્તર. દક્ષિણ.

જે દિશામાં સુરજ ઊગે છે તે ઊગમણી કે પૂર્વ દિશા.

જે દિશામાં સુરજ આથમે છે તે આથમણી કે પશ્ચિમ દિશા.

સુરજ સામું મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા. અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા.

રાતે ધ્રુવનો તારો હંમેશાં જે તરફ દેખાય છે તેને ઉત્તર દિશા કહે છે. ઉત્તરની સામેની દક્ષિણ દિશા, તેમજ પૂર્વની સામેની પશ્ચિમ દિશા.

### નકશાની દિશાઓ.

નકશા સામું મોં કરી ઉભા રહીએ, તો માથા તરફની એટલે ઉપરની ઉત્તર દિશા. પગ તરફની એટલે નીચેની દક્ષિણ દિશા. જમણા હાથ તરફની પૂર્વ દિશા અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા.

સૂચના:—નકશામાં હરકોઇ જગા બીજી જગાની ઉપલી મેર આવેલી હોય તો તે ઉત્તરે કહેવાય. નીચલી મેર આવેલી

હોય તો દક્ષિણે કહેવાય. જમણી તરફ આવેલી હોય તો પૂર્વે અને ડાબી તરફ આવેલી હોય તો પશ્ચિમે કહેવાય.

## ખુણાઓ.

ખુણાઓ ચાર છે. અગ્નિ, નૈઋત્ય. વાયવ્ય. ઇશાન.
પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો અગ્નિ ખુણો.
દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો નૈઋત્ય ખુણો.
પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો વાયવ્ય.
ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ઈશાન ખુણો.

## દિશા ને ખુણા વિષે. દોહરા.

સુરજ ઉગે છે પૂર્વમાં, આથમતો પશ્ચિમ;
પૂર્વ ભણી મોં રાખતાં, જમણીગમ દક્ષિણ.
ડાબી ગમ ઉત્તર દિશા, મળી દિશા થઈ ચાર;
એ ચારે દિશા તણો, મનમાં કરો વિચાર.
ઉત્તર પૂર્વ વચ્ચે રહ્યો, ઇશાન ખુણો ચાર;
દક્ષિણ પૂર્વ તણી વચ્ચે, અગ્નિ ખુણ નિરધાર.
દક્ષિણ પશ્ચિમ મધ્યમાં, નૈઋત્ય ખુણો જાણ;
ઉત્તર પશ્ચિમે હવે, વાયવ્ય મનમાં આણ.




## ⊰ વ્યાખ્યાઓ. ⊱

**શહેર**—જેમાં હારબંધ ને છોબંધ ઘણાં ઘરો તથા મોટાં મોટાં બજારો આવેલાં હોય તે.

**કોટ**—શહેરના બચાવ માટે બાંધેલી જાડી, પહોળી ઉંચી ભીંત.

**પરાં**—શહેરનો પાછળથી વધેલો ભાગ. (મોટા કોટ અને નાના કોટની વચ્ચેનો ભાગ).

**દરવાજા**—બહારના કોટમાં જવા આવવા માટે મૂકેલાં મોટાં બારણાં.

**ભાગળ**—અંદરના કોટમાં જવા આવવા માટે મૂકેલાં નાનાં બારણું.

**બારી**—નદીના કાંઠા પર જવા આવવા માટે મૂકેલા નાના દરવાજા.

**નકશો**—કોઈ ગામ કે શહેરનો કાગળ પર માપ પ્રમાણે ચિત્રેલો નમુનો.

**સડક**—પત્થરથી બાંધેલો રસ્તો.

**રેલવે**—લોઢાની સડકનો બાંધેલો રસ્તો જેનાપર આગગાડી ચાલે છે તે.

**સ્ટેશન**—આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું.

**પ્લાટફોર્મ**—આગગાડીમાંથી ઉતારૂઓને ચઢવા ઉતરવાની જગા.

**ગુડસયાર્ડ**—આગગાડીમાંથી માલ ચઢાવવા ઉતારવાનું ઠેકાણું.

**જંકશન**—જ્યાં આગળ આગગાડી રસ્તા મળે છે તે.

**આયાત**—બીજે ગામથી આવતો માલ.

**નિકાસ**—બીજે ગામ જતો માલ.

**ગેટ**—પોલીસનું થાણું અથવા ચોકી.

**બારૂં**—જે ઠેકાણે વહાણુ લંગારવામાં આવે છે તે.

**ડકકો**—વહાણુથાંથી માલ ચઢાવવા ઉતારવા માટે બાંધેલો લાકડાનો ઘાટ.

**પૂલ**—નદી કે ખાડી પરથી માણુસો તથા ગાડીઓ જવા માટે બાંધેલો રસ્તો.

**બંદર**—નદી કે દરીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાંથી વહાણ મારફતે ઘણો માલ આવ જા થતો હોય તે.

**ગામડું**—નાનાં ઝુંપડાં જેવાં ઘરોનો જથો.

**ગામ**—થોડાં ઘર ને ફળીઆંનો જથો.

**કુસ્બો**—તાલુકાનું સૌથી મોટું ગામ.

**તાલુકો**—ઘણાં ગામ મળીને થએલો મામલતદારના તાબાનો ભાગ.

**ભાઠું**—નદી કાંઠાની ખેડવા લાયક રેતાળ જમીન.

**ચગાની જમીન**—નદીનું મટોડું ઠરીને બનેલી જમીન

**બેટ**—જેની ચારે બાજુ પાણી ને વચમાં જમીન હોય તે.

**કાંઠો**—જમીનનો જે ભાગ નદી કે દરીઆને લગોલગ આવેલો હોય તે.

**મૂળ**—નદી જે ઠેકાણેથી નીકળે છે તે જગા.

**મુખ**—નદી જે જગાએ દરીઆને મળે છે તે જગા. નદીના મૂળ આગળની જગા ઉંચી ને મુખ આગળની નીચી હોય છે.

**સમુદ્ર**—દરીઓ. એનું પાણી ખારૂં હોય છે

**નદી**—મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંની નીકળી ઢળતી જગામાંથી થઇ બીજી નદી કે દરીઆને મળે છે તે.

**ખાડી**—શહેરનું પાણી વહી જવા માટે ખોદેલી મોટી ખાઈ.

**તળાવ**—જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે.

## ⟿ સુરત શહેર. ⟻

સુરજ નામની રામજણી પરથી **સુરત** નામ પડયું વિદ્વાન લોકો એને સૂર્યપુર કહે છે.

**સીમા**—ઉત્તરે—ગોતાલાવાડી, કતારગામ ને વેડની જમીન. **પૂર્વે**-રેલવેની સડક, વરાછા, પુણા અને કુંભારીઆની જમીન. **દક્ષિણે**-ઉધના ને મજુરાની જમીન. **પશ્ચિમે**-તાપી નદી.

**વિસ્તારઃ**—ઉત્તરે વરિઆવી દરવાજાથી દક્ષિણે નવસારી દરવાજા સુધીની લંબાઇ ચાર માઇલ છે, અને પૂર્વે સરાહના દરવાજાથી પશ્ચિમે અઠવાના દરવાજા સુધીની લંબાઇ ચાર માઇલ છે.

**ભાગોઃ**—બે છે. ૧. મોટા કોટ અને નાના કોટની વચ્ચેનો ભાગ. ૨. નાના કોટની અંદરનો ભાગ.

સ્ટેશનથી કિલ્લા સુધી મોટી પહોળી સડક પૂર્વ પશ્ચિમ બાંધેલી છે તેથી પણ શહેરના ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગ થએલા જણાય છે.

**કુદરતી રચના**—શહેરની જમીન કરતાં પરાંની જમીન નીચી છે. શહેરના એ ભાગનું પાણી સૈયદપુરી દરવાજેથી

મક્કાઈ ભાગળની ખાડીમાં વહી તાપીમાં જાય છે. તેથી શહેરની પશ્ચિમનો ઢાળ ઉત્તર દક્ષિણ છે. શહેરની જમીન ચગાની બનેલી છે. મટોડું કાળું અને પીળું એમ બે જાતનું નીકળે છે. પીળા મટોડામાંથી મરડીઆ કાંકરા નીકળે છે, તે છો બનાવવાના કામમાં આવે છે, અને કાળા મટોડાનાં વાસણ, નળીઆં, ઇંટો, રમકડાં વગેરે બને છે.

**નિચાણુ ભાગો**—નવસારી બજાર, સગરામપરૂં, વરિઆવી ભાગળ, ગલેમંડી અને ભાગાતળાવ.

**નદી**—તાપી એ સાતપુડા પર્વતમાંથી નીકળે છે અને સુરતથી ચૌદ માઈલ પર અરબી સમુદ્રને મળે છે. તાપી નદીમાં હોપ પૂલ આગળ બેટ છે.

**હવાપાણી**—દરીઓ પાસે હોવાથી વરસાદ ઘણો એટલે ૩૯ ઇંચ પડે છે, અને તાપ ઓછો લાગે છે. હવા ભેજવાળી છે.

**વસ્તી**—એક લાખ ચૌદ હજાર આઠસો માણસની છે. તેમાં **હિંદુ, મુસલમાન, પારસી, શ્રાવક,** અને **ખ્રિસ્તી** મુખ્ય છે. હિંદુઓમાં વાણીઆ, બ્રાહ્મણ, ભાટીઆ, કણબી, કાછીઆ, અનાવલા બ્રાહ્મણ, કાયસ્થ, નાગર, ઘાંચી, ગોલા, ખતરી વગેરેની છે.

**ધર્મ**—હિંદુધર્મ-હિંદુઓનો. **મુસલમાની ધર્મ**-મુસલમાનોનો. **જરથોસ્તી ધર્મ**-પારસીનો. **જૈનધર્મ**-શ્રાવકનો. **ખ્રિસ્તી ધર્મ**-ખ્રિસ્તીઓનો.

**ધંધા**—વેપાર અને કારીગરીનો, નોકરીનો અને મજુરીનો,

**હુન્નરઃ**—રેશમ અને કસબનો વણાટ; લાકડાં સુખડ અને હાથીદાંતનું કોતરકામ; ચાંદલા; હીરા, માણેકનું જડાવકામ; જીકચળકનું ભરતકામ; હીંગળોક, રસકપુર તથા બરફી બનાવવાનું કામ. એ સિવાય કાપડ વણવાની મીલો: રૂ કાંતવાનાં જીનો; રૂની ગાંસડી બાંધવાના પ્રેસો; ચોખાની મીલો; છાપખાનાં; અનાજ દળવાની ઘંટીઓ; બરફ તથા સોટાવોટર બનાવવાનાં કારખાનાં; હુન્નરશાળા.

**નિકાસ**—રેશમી કાપડ; કીનખાબ; જીકચળકનું ભરતકામ; લાકડાં, સુખડ તથા હાથીદાંતનું કોતરકામ; ચાંદલા; હીંગલોક; રસકપુર; શાકભાજી તથા મિઠાઇ.

**આયાત**—સુતરાઉ, રેશમી તથા ઊનનું કાપડ; રેશમ; લોઢાનો તથા કાચનો સામાન; દારૂખાનું; દવાઓ; ખાંડ; નાળિએર; રમકડાં; કાગળ; ઘાસતેલ; પથરા અને ઇમારતી લાકડાં વગેરે.

## અધિકારીઓની ઓળખાણ.

**કલેક્ટર**—જિલ્લાનો મુખ્ય અમલદાર.

**હજુર ડેપ્યુટી કલેક્ટર**—જિલ્લાની તિજોરીનો ઉપરી.

**પોલીસ સુપરિન્ટેન્ડન્ટ**—જિલ્લાની પોલીસનો મુખ્ય અમલદાર.

**પોલીસ ઇન્સ્પેક્ટર**—ફોજદારના ઉપરી

**પોલીસ સબ ઇન્સ્પેક્ટર**—તાલુકાની પોલીસના મુખ્ય ઉપરી. (ફોજદાર)

**જમાદાર**—ચાર પાંચ ગેટનો ઉપરી.

**હવાલદાર**—બે ત્રણ ગેટનો ઉપરી.

**નાયક**—ગેટનો ઉપરી.

**ડિસ્ટ્રિક્ટ જડજ અથવા સેશન્સ જડજ**—જિલ્લાના ઇન્સાફ કરનાર મુખ્ય અમલદાર.

**એક્ઝિક્યુટિવ એંજીનીઅર**—બાંધકામ ખાતાનો મુખ્ય અમલદાર.

**સિવિલ સર્જન**—જિલ્લાના દવાખાતાના મુખ્ય ઉપરી.

**પોસ્ટ માસ્તર**—પોસ્ટ ઓફિસના મુખ્ય ઉપરી.

**તાર માસ્તર**—તાર ઓફિસના મુખ્ય ઉપરી.

**સ્ટેશન માસ્તર**—સ્ટેશનના મુખ્ય ઉપરી.

**આબકારી કલેકટર**—સરકારની રજા વગર કેફી વસ્તુ બનાવનાર તથા વેચનાર ઉપર દેખરેખ રાખનાર મુખ્ય અમલદાર.

**ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર**—જિલ્લાના કેળવણીખાતાના મુખ્ય અધિકારી.

**મામલતદાર**—તાલુકાના ઉપરી અમલદાર.

**પટેલ તલાટી**—ગામના મુખ્ય અધિકારી.

**પ્રેસિડંટ**—મ્યુનિસિપાલીટીના રૈયત તરફના બીન પગારદાર મુખ્ય અધિકારી.

**મ્યુ૦ કમિશનર**—મ્યુનિસિપાલીટીના સરકારે નીમેલા મુખ્ય અમલદાર.

**શહેર સુધરાઇ** અથવા **મ્યુનિસિપાલ ખાતું**—રસ્તા બંધાવવાનું તથા સમારવાનું; સડક પર પાણી છાંટવાનું; રાતે દીવા કરવાનું; પાણી વહી જવાની ગટર બાંધવાનું તથા સમારવાનું; સ્વચ્છ પાણી પુરૂં પાડવાનું; **શરૂઆતની** કેળવણી આપવાનું; આગ તથા રેલથી શહેરનું રક્ષણ કરવાનું; બગડેલાં શાકભાજી તથા અનાજ વેચતાં અટકાવવાનું, અને ઘરવેરો, જાજરૂવેરો, નળવેરો, ગાડીવેરો વગેરે ઉઘરાવવાનું; તથા બીજે ગામથી આવતા માલ પર જકાત લેવાનું કામ કરે છે, એના મુખ્ય ઉપરી **પ્રેસિડંટ તથા કમિશનર** સાહેબ છે.

**લોકલબોર્ડ ખાતું**—ગામના માણસોએ પસંદ કરેલા સભાસદોની સભાને લોકલબોર્ડ અને એ ખાતાને લોકલબોર્ડ ખાતું કહે છે. ગામની નિશાળો ચલાવવાનું, રસ્તાઓ, કુવા, તળાવો વગેરે બંધાવવાનું તથા સમરાવવાનું કામ કરે છે. એના મુખ્ય ઉપરી **મામલતદાર** સાહેબ છે.

**ઇતિહાસ**—સુરતને સામે પાર રાંદેર છે, તે પહેલાં મોટું શહેર હતું. રાંદેરના સોદાગરોના જહાજ આ પાર લંગરાતાં. એ કાંઠાની જગામાં માછી, ખારવા ને બીજા એવાજ લોક રહેતા, તેથી તે **માછીવાડા**ને નામે ઓળખાતી.

એમાં એક ગઢી એટલે બુરજ ઘાટની નાની ઇમારત બાંધી હતી. ત્યાં રાંદેર સરકાર +ચાંચીઆઓને પકડી કેદ રાખતી. કોઈ નાગર જમીનદારની વિધવા પોતાના નાદાન પુત્ર ગોપીને લઇ કોઈ કારણથી અહીં આવી રહેલી. એ વખતે રાંદેરના એક નવાયતા ( નવા આવેલા ) એ પોતાની રાખ સુરજને કાઢી મૂકી. તે કંટાળી મક્કે જાત્રા જવા તૈયાર થઇ, મક્કે જતી વેળા ગોપીની માને લાખો રૂપીઆના દાગીના સોંપતી ગઈ. જાત્રા જઇ આવી ટુંક મુદતમાં મરી ગઈ. એટલે તેના પૈસાથી ગોપી ધનવાન થઇ ગયો. તેણે મોટી મોટી હવેલી ને વાડી કરાવી ને વેપાર લંબાવ્યો. જુદી જુદી જગાના વેપારીઓ વેપાર કરવા અહીં આવી રહેવા લાગ્યા, ને વસ્તી વધતી ચાલી. રાંદેર તૂટયું ને સુરત શહેર મોટું થતું ચાલ્યું. **સને ૧૭૯૬માં શહેરની વસ્તી ૮ લાખની કહેવાતી.** મોગલ પાદશાહીમાં સુરત જેવું કોઇ બંદર નહોતું. સઘળા યુરોપીઅનો હિંદુસ્તાનનો માલ સુરતમાંથીજ ખરીદતા. એ વખતે લોકને રોજગાર ને સુખ સારાં હતાં. શહેરની શોભામાં કાંઈજ મણા નહોતી. દુનિયાના ઘણા ભાગના માણસો પહેરવેશ ને જુદી જુદી રીતભાતથી શહેર શણગારી રહ્યા હતા. બંદર ને બજારમાં તરેહ તરેહવાર માલ-સામાન-તકતકતા હતા. હિંદના જુદા જુદા ભાગમાંથી વણજારો આવતી. તળ

+ દરીઆમાં ફરતાં વહાણો લૂટી લેનાર

**સુરતના બજારમાં ૨૦ લાખની રોજ ઉથલપાથલ થતી.** પણ બધા દિવસ સરખા જતા નથી. ચઢતી પડતી થયાજ કરે છે. સન **૧૬૬૪ અને ૧૬૬૯ની શિવાજીની લૂટ; ૧૮૩૭ અને ૧૮૮૯ ની મોટી આગ; ૧૮૮૨ ની મોટી રેલ, ૧૭૯૧ અને ૧૯૫૬ ના દુકાળ તથા ૧૮૯૭ અને ૧૯૦૪ ની મરકીએ સુરતને હાલહવાલ કરી નાખ્યું.** તાપી નદી પુરાતી ગઇ અને મુંબઇ વેપારનું મથક થયું.

અંગ્રેજ સરકારના શાંતિકારક અમલથી તેમજ મક્કાઈ ભાગળનો પૂલ તથા વરિઆવી ભાગળનો કોટ વગેરે બાંધકામો કર્યાં, તેથી રેલથી અને શહેરમાં મ્યુનિસિપાલીટીએ નળ નંખાવેલા હોવાથી આગથી ઝાઝું નુકસાન થવા પામતું નથી.

## બારે દરવાજાનાં નામ તથા નામ પડવાનાં કારણ.

| દરવાજાનું નામ | દિશા | નામ પડવાનું કારણ |
|---|---|---|
| ૧. ફાટકનો દરવાજો | વાયવ્યે | તાપી નદીની રેલના પાણી કોટ ફાડી આ તરફથી આવતા તે પરથી. |
| ૨. વરિઆવી ,, | ઉત્તરે | વરિઆવ જવાની સડક છે તે પરથી |
| ૩. કતારગામનો | ઉત્તરે | કતારગામ જવાની સડક છે તે પરથી |
| ૪. લાલ દરવાજો | પૂર્વે | લાલદાસ સાધુનો મઠ હતો તે પરથી. |
| ૫. દિલ્હીદરવાજો | પૂર્વે | દિલ્હીના પાદશાહનો હુકમ આ દરવાજેથી આવતો તે પરથી |
| ૬. સરાહ દરવાજો | પૂર્વે | આ દરવાજે મોટી સરાહ (ધર્મશાળા) હતી તે પરથી |
| ૭.સલાબતપરાનો (સલાટપરાનો) | પૂર્વે | નવાબ સલાબતખાનના નામ ઉપરથી. |
| ૮. માનનોદરવાજો | દક્ષિણે | નવાબી વખતમાં આ દરવાજા બહાર માન આપવાની ક્રિયા થતી તે પરથી. |

| | | |
|---|---|---|
| ૯. નવસારીનો,, | દક્ષિણે | નવસારી જવાની સડક છે તે પરથી |
| (ઉધનાનો) | | ઉધના જવાની સડક છે તે પરથી |
| ૧૦, જાફરઅલીનો | દક્ષિણે | નવાબ જાફરઅલીખાનના નામ પરથી |
| (હનુમાનનો) | | રોકડીઆ હનુમાનનું દહેરૂં છે તે પરથી. |
| ૧૧. મજુરાનો | દક્ષિણે | મજુરા ગામે જવાય છે તે પરથી |
| ૧૨. અઠવાનો | પશ્ચિમે | અઠવા ગામે જવાય છે તે પરથી |
| (લાઈન્સનો) | | લાઇન્સમાં જવાની સડક છે પરથી. |

## ઓગણીસ પરાનાં નામ તથા તે નામ પડવાનાં કારણ.

| પરાનું નામ. | દિશા | નામ પડવાનું કારણ |
|---|---|---|
| ૧) બેગમપરૂં | પૂર્વે | ઔરંગજેબની બેન રહેલાં તે બેગમના નામ પરથી. |
| ૨) સલાબતપરૂં | પૂર્વે | નવાબ સલાબતખાનના નામ પરથી. |
| ૩) નવુંપરૂં | પૂર્વે | આગમાં બળી જવાથી નવું બંધાવેલું તે પરથી. |
| ૪) ઈંદરપરૂં | પૂર્વે | ઈંદરજી નામના અનાવલાના નામ પરથી. |

| | | |
|---|---|---|
| ૫) રૂસ્તપમરૂં | અગ્નિમાં | અંગ્રેજ ને વલંદાના દલાલ રૂસ્તમજીના નામ પરથી. |
| ૬) સગરામપરૂં | દક્ષિણે | સવરામ દેસાઇના નામ પરથી. |
| ૭) સામપરૂં | દક્ષિણે | સામજી દેસાઈના નામ પરથી. |
| ૮) રૂદરપરૂ | દક્ષિણે | રૂદરજી દેસાઈના નામ પરથી. |
| ૯) રહેમતપરૂં. | દક્ષિણે | રહેમતખાનના નામ પરથી. |
| ૧૦) ખંડેરાવપરૂં | નૈઋત્યે | ખંડેરાવના નામ પરથી. |
| ૧૧) નાનપરૂં | નૈઋત્યે | વલંદાએ કોઠી ઘાલી નાનું પરૂં વસાવેલું તે પરથી. |
| ૧૨) ઘાસ્તીપરૂં | વાયવ્યે | સુરતના નવાબ ગ્યાસુદ્દીન પરથી. |
| ૧૩) સૈયદપરૂં | ઉત્તરે | સૈયદ એદ્રુસ સાહેબ પરથી. |
| ૧૪) રામપરૂં | ઇશાને | રામભાઈ અનાવલાના નામ પરથી |
| ૧૫) રૂઘનાપરૂં | ઇશાને | રૂઘનાથ અનાવલાના નામ પરથી |
| ૧૬) હરિપરૂં | ઈશાને | હરિભાઇ અનાવલાના નામ પરથી |
| ૧૭) મહીધરપરૂં | ઇશાને | મહીધર અનાવલાના નામ પરથી |
| ૧૮) હૈદરપરૂં | ઈશાને | હૈદરખાનના નામ પરથી. |
| ૧૯) મંચરપરૂં | ઈશાને | મંચેરજીના નામ પરથી. |

ગોપીપરૂં એ પરૂં નથી પણ ગોપીએ નાનું ગામ એટલે પુર વસાવેલું તે પરથી ગોપીપરૂં કહેવાય છે.

## બાર ભાગળનાં નામ તથા તે પડવાનાં કારણ.

| ભાગળનું નામ | દિશા | નામ પડવાનું કારણ |
|---|---|---|
| ૧) વરિઆવી ભાગળ | ઉત્તરે | વરિઆવ ગામ જવાય છે તે પરથી. |
| ૨) સૈયદપુરી ,, | પૂર્વે | સૈયદપરામાં જવાય છે તે પરથી. |
| ૩)બરહાનપુરી,, | પૂર્વે | બરહાનપુરે જવાતું તે પરથી. |
| ૪) નવસારી ,, | દક્ષિણે | નવસારી જવાય છે તે પરથી. |
| ૫) મજુરા ,, | દક્ષિણે | મજુરા ગામે જવાતું તે પરથી. |
| ૬) બાદશાહી,, | પશ્ચિમે | મોગલ પાદશાહની સ્વારી એ ભાગળેથી આવતી તે પરથી. |
| ૭) મકકાઈ ,, | પશ્ચિમે | એ ભાગળે થઈ મકકે જતા તે પરથી. |
| ૮) ડકકાની ,, | પશ્ચિમે | વહાણમાં માલ ચઢાવવા ઉતારવા લાકડાનો ડકકો બાંધેલો છે તે પરથી. |
| ૯) રાજા ઓવારાની ભાગળ | પશ્ચિમે | રાજાઓ સ્નાન કરવા એ ભાગળે જતા તે પરથી. |
| ૧૦) મીરબહેરની ભાગળ | પશ્ચિમે | મીર બહેરના નામ પરથી. |
| (બક્ષીનોઓવારો) (ગુજરી ઓવારો) | | બક્ષી સાહેબના દરીઆ મહેલ પરથી. |

| | | |
|---|---|---|
| ૧૧) મુલ્લા ખડકીની ભાગળ | પશ્ચિમે | મુલ્લાજીનું મકાન હતું તે પરથી. |
| ૧૨) લકકડ કોટની ભાગળ. | પશ્ચિમે | લાકડાનો કોટ કરાવેલો તે પરથી. |

## શાહેરના મુખ્ય ભાગો તથા તે નામ પડવાનાં કારણ

| નંબર | નામ | નામ પડવાનું કારણ |
|---|---|---|
| ૧ | કણપીઠ | દાણા બજાર હતું તે પરથી. |
| ૨ | રહીઆ સોનીનો ચકલો. | રહીઆ સોની પરથી. |
| ૩ | વાડીફળીઉં | વાડી હતી તે પરથી. |
| ૪ | સંઘાડીઆવાડ | સંઘાડીઆની વસ્તી વધારે હતી તે પરથી. |
| ૫ | ગોપીપરૂં | ગોપીએ વસાવેલું તે પરથી. |
| ૬ | અંબાજીનો ચકલો | અંબાજીના દહેરા પરથી. |
| ૭ | બાલાજીનો ચકલો | બાલાજીના દહેરા પરથી. |
| ૮ | કેળાપીઠ | કેળાંની વખાર હતી તે પરથી. |
| ૯ | ભાગાતળાવ | ભાગેલું તળાવ હતું તે પરથી. |
| ૧૦ | સોનીફળીઉં | સોનીઓની વસ્તી વધારે હતી તે પરથી. |
| ૧૧ | બડેખાંનો ચકલો | બડેખાનના નામ પરથી. |
| ૧૨ | આસુરબેગનો ,, | આસુરબેગના નામ પરથી. |

| | | |
|---|---|---|
| ૧૩ | નાનપરા | નાનું પરૂં વસેલું તે પરથી. |
| ૧૪ | નાણાવટ | નાણાનો બજાર હતો તેપરથી |
| ૧૫ | સોદાગરવાડો | સોદાગરો રહેતા હતા તે પરથી |
| ૧૬ | મુગલીસરા | મુગલ લોકો રહેતા તે પરથી |
| ૧૭ | મુલ્લાં ચકલો | મુલ્લાંજીના નામ પરથી |
| ૧૮ | શાહપોર | સાહુકારો રહેતા હતા તે પરથી |
| ૧૯ | માછલીપીઠ | માછલી વેચવાનો બજાર હતો તે પરથી |
| ૨૦ | રાણીતળાવ | ગોપીની સ્ત્રી રાણી કહેવાતી તેણે તળાવ બંધાવેલું તે પરથી. |
| ૨૧ | લીમડાચોક | લીમડાનાં ઝાડો હતાં તે પરથી |
| ૨૨ | બરહાનપુરી ભા. | બરહાનપુર જવાતું તે પરથી |

## શહેરમાંનાં બજારો.

| નંબર નામ. | દિશા. | શું વેચાય છે. |
|---|---|---|
| ૧ ઘાસની પીઠ | અગ્નિ | ઘાસ |
| ૨ દાણા પીઠ | અગ્નિ | અનાજ |
| ૩ ઝાંપા બજાર | પૂર્વે | સઘળી જાતનો માલ |
| ૪ ભાતની પીઠ | પૂર્વે | ભાત |
| ૫ સોના ચાંદીનો બજાર | પૂર્વે | સોના રૂપાના દાગીના |

| | | |
|---|---|---|
| ૬ કાપડ બજાર | પૂર્વે | કાપડ |
| ૭ કંસારા બજાર | પૂર્વે | તાંબા પિત્તળનાં વાસણ |
| ૮ બરહાનપુરી ભાગળનો બજાર | પૂર્વે | શાકભાજી |
| ૯ લીમડાચોકનો બજાર | પૂર્વે | કાપડ, મિઠાઈ, અનાજ, ચોપડીઓ; દવા. |
| ૧૦કણપીઠ બજાર | મધ્યમાં | ફરનીચર, લોખંડનો સામાન, દવા, અનાજ |
| ૧૧ચોટાનો બજાર | મધ્યમાં | શાકભાજી, અનાજ, મિઠાઈ |
| ૧૨નાણાવટનો બજાર | મધ્યમાં | સોનું ચાંદી તથા સોના રૂપાના દાગીના |
| ૧૩ચોક બજાર | પશ્ચિમે | કાપડ, ફરનીચર |
| ૧૪નાનપરાનો બ. | નૈઋત્યે | સઘળી જાતનો માલ |
| ૧૫નવસારીબજાર | દક્ષિણે | સઘળી જાતનો માલ |
| ૧૬ઝવેરી બજાર | ગોપીપરા | હીરા, મોતી, માણેક વગેરે |
| ૧૭વરિઆવી બ. | ઉત્તરે | સઘળી જાતનો માલ |
| ૧૮લાલદરવાજાનો બજાર | પૂર્વે | સઘળી જાતનો માલ |
| ૧૯ગલેમંડીનો બજાર | પૂર્વે | સઘળી જાતનો માલ |
| ૨૦સ્ટેશનનોબજાર | પૂર્વે | હોટલો, વીશી. |

## હિંદુઓનાં દહેરાંનાં ઠેકાણાં તથા નામ.

**કેળાપીઠમાં**—મોટું મંદિર.

**ખપાટીઆ ચકલામાં**—ગિરધરલાલજી અને લક્ષ્મી-નારાયણનું મંદિર.

**નાણાવટમાં**—વિઠ્ઠલનાથજીનું મંદિર.

**બાલાજીના ચકલામાં**—બાલાજીનું, કાળકા માતાનું, કાશી વિશ્વનાથ મહાદેવનું, વિઠ્ઠલનાથજીનું, શ્રીનાથજીનું, શ્રીરણછોડજીનું, શ્રીરામચંદ્રજીનું, અને રાધાવલ્લભનું મંદિર.

**અંબાજીના ચકલામાં**—અંબાજીનું અને કાળકા માતાનું દહેરૂં.

**ગોપીપરામાં**—ભટજીનું, ગોસાંઇજીનું, હાટકેશ્વર મહાદેવનું, લલ્લુજી મહારાજનું, ગોવિંદજી મહારાજનું, અને ગોરા રામજીનું મંદિર.

**સલાબતપરામાં**—સત્યનારાયણનું મંદિર.

**સંઘાડીઆવાડમાં**—નિર્મળદાસ મહારાજનું, મોળેશ્વર મહાદેવનું.

**સગરામપરામાં**—કબીરજીનું, રોકડીઆ હનુમાનનું.

**સુઠ્ઠાં ખડકી**—પાતાળી હનુમાનનું.

**રામપરામાં**—સ્વામીનારાયણનું.

## જૈનોનાં દહેરાં.

**શાહપોરમાં**—ચિંતામણીનું.

**ગોપીપરામાં**—મહાવીર સ્વામીનું, આદીશ્વર ભગવાનનું.

## પારસીની અગિઆરીઓ.

સૈયદપુરી ભાગળમાં—શહેનશાહી આતશબહેરામ તથા અગિઆરી.

શાહપોરમાં—કદમી આતશબહેરામ.

માછલીપીઠ, રૂસ્તમપરા તથા નાનપરામાં—અગિઆરી.

## મુસલમાનોની મસીદો.

બડેખાંના ચકલામાં—ખાજે દિવાન સાહેબનો મિનારો તથા મસીદ.

નવસારી બજારમાં—નવસહીદની દરઘા.

વરિઆવી ભાગળે—સૈયદ એદ્રુસ સાહેબનો મિનારો તથા મસીદ.

મુલ્લાં ચકલામાં—મીરજાં સ્વામીની મસીદ.

## અંગ્રેજનાં દેવળ.

રાજા ઓવારા આગળ—અંગ્રેજોનું દેવળ.

મુગલીસરામાં—મિશન દેવળ.

## શહેરમાંના જોવા લાયક પ્રખ્યાત સ્થળો.

રેલ્વે સ્ટેશન તથા તેની સામેના મકાનો, હોપબાગ, હાતમમીલ, જીનો, ધર્મશાળાઓ, ગુડસયાર્ડ.

બેગમપરૂં—જ્યોર્જ થિએટર, કૃષ્ણમીલ, સૂર્યપ્રકાશ થિએટર, બરફનું કારખાનું, પ્રિન્સેસ થિએટર, નવાબી મહેલો, વહોરવાડનાં મકાનો.

સલાબતપરૂં—પોલીસ લાઈન્સ, ઇદગા, કતલખાનું.

નવુંપરૂં—સરકારી તાર ઓફિસ, પોલીસ લાઇન્સ, અલ્લાયાની વાડી, પારેખ દવાખાનું, મોટી ઘડિઆળ, ઝાંપાબજાર, મારકીટ, મુલ્લાંજીની દેવડી અને મસીદ, મસ્કતી ઇસ્પિતાલ, બરહાનપુરી ભાગળનો બજાર.

રૂસ્તમપરૂં—રૂસ્તમબાગ, અગિઆરી, ગોપીતળાવ, નવસહીદની દરગાહ, કબીરનું મંદિર, દારૂનો ડેપો, દારૂનું ફંડ.

સગરામપરૂં—નવસારી બજાર, મારકીટ, રોકડીઆ હનુમાન, ખેતરપાલ.

રહેમતપરૂં—જુનું દારૂનું ફંડ.

નાનપરૂં—મક્કાઈ ભાગળનો પૂલ, વલંદા બંદર, ઈજનેર ઓફિસ, હેડ પોસ્ટ ઓફિસ, પ્રિન્સેસ બાગ, નાવડી બંદર, કોર્ટનાં મકાનો, જેલ, પુતલાવાડી, સાર્વજનિક કોલેજ, નાનપરાનો બજાર, મારકીટ.

આ પરા બહાર અઠવા દરવાજા આગળ વનિતા વિશ્રામ, અઠવા ફાર્મ તથા બંગલાઓ જોવા લાયક છે.

સૈયદપરૂં—મારકીટ.

રામપરૂં—અરદેશર કોટવાલનો બંગલો અને વાડી,

**અનાથ બાળાશ્રમ, અશક્તાશ્રમ, પોલીસ લાઇન્સ, વહોરાનું કબરસ્તાન, સ્વામીનારાયણનું મંદિર.**

**હરિપરૂં**—ઘીનો કાંટો, ભવાનીનોવડ, બોરા ઇંગ્લિશ સ્કૂલ, ફાયર એંજિન, કાજી ફ્રી લાયબ્રેરી, ચોકસીઓની દુકાનો.

**હૈદરપરૂં**—ગલેમંડીનો બજાર.

**મંચરપરૂં**—દિલ્હી દરવાજો, જકાતનું નાકું.

**કણુપીઠ**—લીમડાચોકનો બજાર, યુનિયન હાઇસ્કૂલ, ડેપ્યુટી એજયુ૦ ઇ૦ ની ઓફિસ, **રેલવે ટિકિટ** તથા **પારસલ ઓફિસ**, વડોદરા બેંક.

**રહીઆ સોનીનો ચકલો**—ગણપતરામ ફ્રી લાયબ્રેરી.

**વાડીફળીઉં**—સંસ્કૃત પાઠશાળા.

**સંઘાડીઆવાડ**—ગુલાબદાસની કન્યાશાળા, ભોળેશ્વર મહાદેવનું દહેરૂં, ગોરા રામજીનું મંદિર, નિર્મળદાસનું મંદિર.

**ગોપીપરૂં**—**ઝવેરીઓનાં મકાનો**, મગનચંદ ફ્રી લાયબ્રેરી, રાયચંદ ધર્મશાળા, જૈન દહેરાં, લલ્લુજી મહારાજનું મંદિર, ગોવિંદજી મહારાજનું મંદિર, આચાર્યનું મંદિર, **મહીલા વિદ્યાલય.**

**અંબાજીનો ચકલો—અંબાજીનું** તથા **કાળકા માતાનું** દહેરૂં

**બાલાજીનો ચકલો**—બાલાજીનું, વિઠ્ઠલનાથનું, શ્રી

નાથજી, રણછોડજીનું, રામજીનું અને સત્યનારાયણનું મંદિર; ગવર્નમેંટ મિડલ સ્કૂલ, કાશી વિશ્વનાથનું દહેરૂં, હિંદુ નિરાશ્રિત ફંડનું ફ્રી વાચનાલય તથા ધર્માદા દવાખાનું.

કેળાપીઠ—મોટું મંદિર, સંસ્કૃત પાઠશાળા, ચૌટાનો બજાર, કેળાપીઠનો પૂલ, શંકર પ્રિન્ટિંગ પ્રેસ, નિકુલવાડી, શ્રી સુરતી દશાપોરવાડ ફ્રી લાયબ્રેરી.

ભાગાતળાવ—સ્ત્રી છોકરાંની ઇસ્પિતાલ ને સુવાખાનું.

સોનીફળીઉં—પારેખ હુન્નરશાળા, ફીરંગીનું કબરસ્તાન, આર્યસમાજનું મકાન.

બડેખાંનો ચકલો—વલંદાની કોઠી, કાજીનો મિનારો તથા મસીદ, પશુ દવાશાળા.

આસુરબેગનો ચકલો—જુનો દરબાર, જૈન રત્નાગર પાઠશાળા.

ચોકબજાર—ચોકબજાર, સાર્વજનિક મિડલ સ્કૂલ, મોટી ઇસ્પિતાલ, કસરતશાળા, વિકટોરિઆ બાગ, ટકટો, સુવાવડ ખાતું, મુંબઈ બેંક, ગવર્નમેંટ હાઇસ્કૂલ, નગીનચંદ હોલ, એન્ડ્રુસ લાયબ્રેરી, અંગ્રેજોનું દેવળ, હોપપૂલ, કિલ્લો, કુરજો, બક્ષીનો દરીઆમહેલ.

સોદાગરવાડો—મસીદ તથા જુનાં મકાનો.

મુગલીસરા—ફ્રેઝરનો દરીઆ મહેલ, ગુજરાત મિત્ર છાપખાનું, મ્યુનિસિપાલીટી, મોદીજીનો દરીઆ મહેલ, મિશન હાઉસ, મિશન છાપખાનું, મિશન દેવળ, મિશન જનાના સ્કૂલ, મિશન હાઈસ્કૂલ, મુલ્લાં ખડકી, પાતાળો હનુમાનનું દહેરૂં, અંગ્રેજની કોઠી, ફિરંગીની કોઠી.

મુલ્લાં ચકલો—ચુડગરનો મિનારો, મીરજા સ્વામીની મસીદ, સૈયદ એદ્રુસનો મિનારો.

શાહપોર—આર્મિનીઅન દેવળ હાલ ખંડિએર છે, ચિંતામણીનું દહેરૂં, લક્ષ્મીનારાયણનું મંદિર, પારસી ઓર્ફનેજ, પારસી છોકરાઓની અંગ્રેજી સ્કૂલ, પારસી ઇસ્પિતાલ તથા સુવાવડખાનું, કદમી આતશ બહેરામ.

માછલીપીઠ—પારસી છોકરીઓની અંગ્રેજી સ્કૂલ, દાક્તર બહેરામજીનું ધર્માદા દવાખાનું.

---

## ☞ મેળા. ☜

| મેળાનું નામ. | કઇ જગાએ ભરાય છે. | કયે દિવસે |
|---|---|---|
| અક્ષય નોમનો— | અશ્વિનીકુમાર— | કારતક સૂદ ૯. |
| કારતકી પુનેમ— | અશ્વિનીકુમાર— | કારતક સૂદ ૧૫ |
| વિઠ્ઠલનાથજીનો— | નાણાવટ— | માગસર સૂદ ૧૨ રાતે |
| ધુળીઆ મહાદેવનો— | નવસારી દરવાજેથી ઉધના સુધી— | માગસરના દર સોમવારે |

કનકવાનો-- સ્ટેશનની પૂર્વમાં-- પોશ વદ ૧-૨
ઘીસનો-- નવાપરા, હરિપરા, લીમડાચોક,
સગમરામપરા, નાનપરા--ફાગણ વદ ૧-૨ રાતે
ચૈત્રી પુનેમનો-- અશ્વિનીકુમાર-- ચૈત્ર સૂદ ૧૫
દિવાસાનો-- નાવડી બંદરને ઓવારે--અખાડ વદ અમાસ
પવિત્રા બારસનો--મોટા મંદિર આગળ--શ્રાવણ સૂદ ૧૨
બળેવનો-- તાપી પર ડક્કા ઓવારે-- શ્રાવણ વદ ૧
ગોકળ આઠમનો-- કેળાપીઠથી-- શ્રાવણ વદ
ઝાંપા સુધી— ૮-૯-૧૦
છડીનો— ગલેમંડી આગળ-શ્રાવણ વદ ૯-૧૦
કંતારેશ્વર મહાદેવનો—કતારગામના દર— શ્રાવણના દર
વાજેથી કતારગામ સુધી સોમવારે
હનુમાનનો— સરાહના દરવાજેથી ડુભાલ-શ્રાવણના દર
શનિવારે
ગણપતિ ચોથનો—ડક્કા તથા રાજા ઓવારે-ભાદરવા સૂદ ૪
હનુમાનનો—અઠવાના દરવાજાથી ભીમપોર-ભાદરવા સૂદ ૧૪
સુધી અખાડના દર શનિવારે
અંબાજીનો—અંબાજીના ચકલા આગળ— પોષ સુદ ૧૫
ચૈત્ર સૂદ ૧થી સૂદ ૮
આસો સૂદ ૧થી સૂદ ૮
દશેરાનો— રૂસ્તમપરામાં— આસો સૂદ ૧૦

| | | |
|---|---|---|
| **માણેકઠારી પુનેમનો**— | રામપરામાં સ્વામી—નારાયણના મંદિરમાં— | આસો સુદ ૧૫ની રાતે |
| **ચંદની પડવાનો**— | સ્ટેશનથી વિકટોરિઆ બાગ સુધી | આસો વદ ૧ રાતે |
| **ઈદનો**— | નવાબ સાહેબના મહેલથી— કતારગામના દરવાજા સુધી. | મહોમેદન શવ્વાલની ૧ તારીખે |
| **તાબુતનો**— | ,, | મહોરમ મહીનાની ૯મી તારીખની રાતે તથા ૧૦મીના દિવસે |

**નિશાળો**—શહેરમાં મ્યુનિસિપાલીટીની ૪૦ નિશાળો છે. તેમાં ૬ ગુજરાતી કન્યાશાળા, ૩ ઉર્દુ કન્યાશાળા, ૯ ઉર્દુશાળા, ૭ બ્રાંચશાળા, ૩ અત્યંજશાળા અને ૧૨ છોકરાની શાળા છે. એ સિવાય રાયચંદ દીપચંદની બે કન્યાશાળા, એક પુલકોર કન્યાશાળા, ચાર મિશન કન્યાશાળા, બે પારસી કન્યાશાળા, એક ગુલાબદાસ ભાઇદાસ કન્યાશાળા, મહીલા વિદ્યાલય, ત્રણ મિશન ગુજરાતીશાળા, ત્રણ પારસી છોકરાની શાળા, બે સંસ્કૃત પાઠશાળા, એક જૈન શાળા, ચાર સ્ત્રી રાત્રીશાળા, એક પારેખ હુન્નરશાળા, અને વોરવાડમાં પાંચ છ મદ્રેસા છે. અડવા દરવાજા બહાર વનિતા વિશ્રામ.

**અંગ્રેજી નિશાળો**—સાર્વજનિક કોલેજ, બોરા ઇંગ્લિશ સ્કૂલ, યુનિયન હાઈ સ્કૂલ, ગવર્નમેંટ મિડલ સ્કૂલ, સાર્વજનિક મિડલ સ્કૂલ, ગવર્નમેંટ હાઈ સ્કૂલ, સાર્વજનિક હાઇસ્કૂલ

અને મિશન હાઈસ્કૂલ, પારસી છોકરીઓની અંગ્રેજી સ્કૂલ, મિશન જનાના સ્કૂલ.

**લાયબ્રેરીઓ**—મગનચંદ ફ્રી લાયબ્રેરી, હિંદુ નિરાશ્રિત ફંડનું ફ્રી વાચનાલય, ગણપતરામ ફ્રી લાયબ્રેરી, કાજી ફ્રી લાયબ્રેરી, એંડ્રુસ લાયબ્રેરી, શ્રી સુરતી દશાપોરવાડ ફ્રી લાયબ્રેરી, જૈન જ્ઞાનપ્રસારક લાયબ્રેરી, તુરાવા લાયબ્રેરી, મોહમેદન લાયબ્રેરીઓ અને નાનપરા તથા રૂસ્તમપરામાં પારસી લાયબ્રેરીઓ.

**પોસ્ટ ઑફિસ**—સૈયદપરા, મુગલીસરા, કેળાપીઠ, નાનપરા, રૂસ્તમપરા, ગોપીપરા, નવાપરા અને સલાબતપરા. શહેરમાં ૧૯ પોલીસગેટો તથા અઢાર બંબાગેટો છે. ઘણી ખરી બંબાગેટો પોલીસગેટોની પાસેજ છે.

**દવાખાનાં**—પારેખ દવાખાનું, મસ્કતી હોસ્પતાલ, હિંદુ નિરાશ્રિત ફંડનું દવાખાનું, દાકતર બહેરામજીનું ધર્માદા દવાખાનું, સ્ત્રી છોકરાંની હોસ્પિતાલ, સુવાવડખાનું, પારસી હોસ્પિતાલ તથા સુવાવડખાનું, મોટી હોસ્પિતાલ.

**નાટકશાળા**—જ્યોર્જ થિએટર, સૂર્યપ્રકાશ થિએટર, પ્રિન્સેસ થિએટર.

**છાપખાનાં**—દેશીમિત્ર પ્રેસ, ગુજરાત દર્પણ પ્રેસ, મિશન પ્રેસ, સોદાગર પ્રેસ, અખબાર પ્રેસ, રાંદેર પ્રેસ, જૈન પ્રેસ, જૈન વિજય પ્રેસ, સીટી પ્રેસ, શંકર પ્રેસ, સુંદર પ્રેસ, અનાવિલ પ્રેસ.

## ચોર્યાસી તાલુકો

સુરત શહેર ચોર્યાસી તાલુકામાં છે. એ તાલુકામાં ચોર્યાસી ગામ હતાં તેથી ચોર્યાસી તાલુકો કહેવાય છે.

**સીમા**—ઉત્તરે-ઓરપાડ તાલુકો ને તાપી નદી; પૂર્વે-ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે-ગાયકવાડનું રાજ્ય ને મિંઢોળા નદી; પશ્ચિમે-અરબી સમુદ્ર ને ઓરપાડ તાલુકો.

**વિસ્તાર**—સુરત શહેર કરતાં ચોર્યાસી તાલુકાની લંબાઈ સવાચાર ગણી એટલે ૧૭ મૈલ ને પહોળાઈ ચાર ગણી એટલે ૧૬ મૈલ છે.

**કુદરતી રચના**—આ તાલુકો સપાટ છે. માત્ર તલંગપુરથી ચાર ખાડીની દક્ષિણનો ભાગ ખાડા ટેકરાવાળો છે. તાપી અને મિંઢોળા નદીની આજુબાજુની જમીન રસાળ ને ઝાડપાનથી ભરપૂર છે. વચલો પૂર્વ ભાગ ઝાડપાન વિનાનો ઉજડ છે. પશ્ચિમ તરફ જે ભાગ દરીઆ નજીક છે, તે ઝાડપાન વિનાનો ને *રેતાળ છે. નદી કિનારાની જમીન +ગોરાટ ને બાકીના ભાગની જમીન ×બેસર છે. માત્ર પૂર્વ ને મધ્ય ભાગની જમીન કાળી છે. તાલુકાની જમીનનો ઢાળ પૂર્વ પશ્ચિમ છે. આ તાલુકામાં ડુંગરા નથી. વેડ, ડભોલી ને સીંગણપોરની જમીન સારામાં સારી છે.

---

* તદ્દન રેતીવાળી. + ઘણી રેતી ને થોડી મટોડી હોય તેવી. × કાળી અને ગોરાટ.

**નદીઓઃ—૧. તાપી**-સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, એને કાંઠે **વરાછા, ઉતરાણ, અમરોલી, અશ્વિનીકુમાર, ફુલપાડા, ગુપ્તેશ્વર, વરિઆવ, રાંદેર, સુરત, ઉમરા, રૂંઢ ને ડુમસ.**

૨. **મિંઢોળા**—સોનગઢના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. એને કાંઠે **સામરોદ, પારડીરકેબ, કુછોલી, લાછપોર ને ઉંબેર.**

આ બંને નદી પર આગગાડીના પૂલ છે. તાપી ૪૫૦ માઇલ ને મિંઢોળા ૪૦ માઇલ લાંબી છે.

**ખાડીઓ—૧. કાંકરાખાડી**-એ ખાડીમાંથી મરડીઆ કાંકરા નીકળે છે તેથી એવું નામ પડયું છે. એ મિંઢોળાને મળે છે.

૨. **ચાર ખાડી**—એ મિંઢોળાને મળે છે. કાંકરાખાડી કરતાં અડધી છે.

૩. **નાની ખાડી**—કાપદરા આગળ નાની ખાઇ ખોદી તેથી એ નામ પડયું છે. એને કાંકરાખાડી જોડે જોડી દીધી છે. કાંકરાખાડી તથા નાની ખાડી પર આગગાડીના પૂલ છે.

**આબો હવા**—પશ્ચિમ ભાગ દરીઆ કિનારે હોવાથી તાપ ઓછો, પણ પૂર્વ ભાગ દરીઆથી દૂર અને ઝાડપાન વગરનો હોવાથી તાપ વધારે, આખા તાલુકાના હવાપાણી સારાં છે. તાલુકામાં ગામે ગામ મીઠા પાણીના કુવા હોવાથી પાણીની આપદા પડતી નથી. સુરત જેટલો એટલે ૩૯ ઇંચ વરસાદ આ તાલુકામાં પડે છે.

**વસ્તી**—એક લાખ પાંસેઠ હજાર માણસની છે. મુખ્ય વસ્તી હિંદુની છે. એ સિવાય **મુસલમાન, વહોરા, પારસી,** શ્રાવક વગેરેની વસ્તી છે દરેક ગામે કોળી દુબળાની વસ્તી છે. વસ્તીનો ત્રીજો ભાગ કોળી દુબળાનો છે.

**ધંધો**—મુખ્ય ધંધો ખેતીનો છે; વેપાર ને કારીગરીનો; નોકરીનો અને મજુરીનો.

**પેદાશ**—કપાસ, જુવાર, બાજરી, તમામ જાતનું કઠોળ, શાકભાજી, સુરણ, આદુ, મરચાં, કેરી.

**નિકાસ**—જુવાર, કપાસ, ડાંગર, કઠોળ, શાકભાજી.

**આયાત**—કાપડ, ચા, ખાંડ, દવા, ઘાસતેલ, વિલાયતી સામાન.

**રસ્તાઓ**—૧. રેલવે. ૨. નદીનો રસ્તો. ૩. પાકી સડક. ૪. કાચી સડક.

**રેલવે**—૧. બી. બી. એન્ડ સી. આઇ રેલવે. ૨. તાપ્ટી વ્હેલી રેલવે.

**સ્ટેશનો**—ઉતરાણ, સુરત, કાંકરાખાડી, સચીન.

**જંકશન**—કાંકરાખાડી.

| કયે રસ્તે થઈને. | કઈ દિશામાં | કયે કયે ગામે જવાય |
|---|---|---|
| ૧, કતારગામ દરવાજેથી | ઉત્તરે | ગોતાલાવાડી, **કતારગામ** |
| ૨. વરિઆવી દરવાજેથી | ઉતરે | **સીંગણપોર, ડભોલી,** વેડ. |
| ૩. હોપપૂલ ઉપર થઇને | વાયવ્યે | **રાંદેર**, પાહલણપુર, ઝાંગીરાબાદ, પીસાદ, ઝાંગીરપરા. |

૪. હોપપૂલ ઉપર થઇને પશ્ચિમે—અડાજણ, પાલ, ભાઠા.

૫. અઠવા દરવાજેથી નૈઋત્યે—અઠવા, ઉમરા, પીપળોદ, રૂંઢ, મગદલ્લા, ગવિઅર, વાંટા, ડુમસ, ભીમપોર.

૬. મજુરા દરવાજેથી દક્ષિણે—ખટોદરા, મજુરા, અલથાણ, ભટાર, ગોવાલક, બમરોલી, દંતુરા, સરસાણા, ભીમરા, સોન તળાવ, ખજોદ.

૭. નવસારી દરવાજેથી દક્ષિણે—ઉધના, ભેદવાડ, પાંડસરા, ભેસ્તાન, વડોદ, સોનારી, જીઆવ, બુડીઆ.

૮. સરાહ દરવાજેથી પૂર્વે—ડુંભાલ, પરવટ, કુંભારીઆ, વેડછા, સાબર ગામ, પુણા, સણીઆમોદ.

૯. કાંકરાખાડી સ્ટેશનથી—ડીંડોલી, ઘોડાદરા, ડંકનવાડા, દહેલાડવા, કરાડવા, સણીઆ:કણદે, ખંભાસલા, ગાંગવા, મોહણી, ખરવાસા, અંથાસલી, ટીંબરવા.

૧૦. સચીન સ્ટેશનથી—પાલી, તલંગપોર, ઉંબેર, સચીન પારડીકણદે, વાંઝ, ભાણોદ્રા, એકલેરા, લાછપોર, કફ્લેટા, કછોલી, સામરોદ, પારડીરકેબ.

૧૧. ઉતરાણ સ્ટેશનથી—અમરોલી, ઉતરાણ, મોટાવરાછા કોસાડ, ભરથાણા.

૧૨. વરાછાની સડકથી ઇશાને—ફુલપાડા, અશ્વિનીકુમાર, ક્રાપદરા, નાના વરાછા, સીમાડા.

## ⇝ સુરત શહેરની આજુબાજુ આવેલાં મોટાં ગામો ⇜

ઉત્તરમાં-કતારગામ, વરિઆવ, વેડ, ડભોલી, સીંગણપોર.

ઈશાનમાં-ફુલપાડા, અમરોલી, ઉતરાણ, વરાછા.

પૂર્વમાં-પુણા, સણીઆમોદ, કુંભારીઆ, વેડછા.

અગ્નિમાં-ડીંડોલી, દહેલાડવા, ખરવાસા, વાંઝ, કફ્લેટા.

દક્ષિણમાં-મજુરા, ઉધના, ભેસ્તાન, ભાણોદ્રા, સચીન, તલંગપોર, જીઆવ બુડીઆ, ખજોદ.

નૈઋત્યમાં-અઠવા, ઉમરા, પીપલોદ, રૂંઢ, વેસુ, મગદલા, આભવા, ગવીઅર, ડુમસ, ભીમપોર.

પશ્ચિમમાં-અડાજણ, પાલ, ભાઠા.

વાયવ્યમાં-રાંદેર, ઝાંગીરાબાદ, પીસાદ, ઝાંગીરપુરા (કુરૂક્ષેત્ર)

## ⇝ મોટાં ગામો ⇜

**સુરત**--તાપીને ડાબે કાંઠે શહેર ને બંદર છે, બરફી, પાપડી, જમણ, વણાટકામ, ભરતકામ, હાથીદાંત ને સુખડનું કોતરકામ વખણાય છે.

**રાંદેર**--તાપીને જમણે કાંઠે કસ્બો છે. રાંદેરી બોર વખણાય છે. વહોરાઓની વસ્તી વધારે છે. એમાં કપાસ પીલવાનું જીન તથા મ્યુનિસિપાલીટી છે.

**કતારગામ**--એમાં કંતારેશ્વર મહાદેવનું દહેરૂં છે, પાપડી ને કેરી વખણાય છે. અનાવલા બ્રાહ્મણની વસ્તી વધારે છે.

સીંગણપોર--એમાં તાપીને કિનારે મરીમાતાનું દહેરૂં છે. પારસીની વસ્તી વધારે છે તાડી વખણાય છે.

ડભોલી--એમાં નાની બહુચરાજીનું દહેરૂં છે. તાડી વખણાય છે.

વેડ--એમાં મોટી બહુચરાજીનું દહેરૂં છે. જમરૂખ અને તાડી વખણાય છે.

કુલપાડા—તાપી નદીને ડાબે કાંઠે છે. અહીંઆ હિંદુઓનાં મુડદાં દાટવા બાળવાની જગા છે.

અમરોલી--બી. બી. એન્ડ સી. આઇ. રેલવે પહેલં વહેલી અહીંથી શરૂ થઇ હતી.

કુંભારીઆ--બાગાયતી ગામ છે. કેવડો, પીપર ને શેરડી વખણાય છે.

સણીઆ--અહીં શીતળા માતાનું દહેરૂં છે.

તલંગપોર--મોટું ગામ છે. અનાવલા બ્રાહ્મણની વસ્તી વધારે છે.

ઉધના--સચીનના નવાબના તાબાનું ગામ છે. ધુળીઆ (ભીડભંજન) મહાદેવનું દહેરૂં છે.

ઘોડાદરા—અહીં આસપાળનું દહેરૂં છે, સાપ અથવા કુતરૂં કરડયું હોય તે એની બાધા રાખે છે.

સચીન—નવાબની રાજધાનીનું શહેર છે. મહેલ જોવા લાયક છે.

ડુમસ—સચીનના નવાબ સાહેબનું નામ તાપી નદીના મુખ આગળ છે. એ હવા ખાવાનું ઠેકાણું છે. ખારીઉં ભાત, કેરી અને જમરૂખ વખણાય છે.

ભીમપોર—સચીનના નવાબ સાહેબનું ગામ દરીઆ કિનારે છે. એ હવા ખાવાનું ઠેકાણું છે. ભીમપોરીઆ હનુમાનનું દહેરૂં છે.

અશ્વિનીકુમાર—તાપી નદીને ડાબે કાંઠે નાનું ગામ છે. અહીં શ્રી આચાર્યજી મહા પ્રભુજીની બેઠક છે. અહીંથી આગબોટમાં બેસી બહુધાન જવાય છે. માંડવીથી સાકટા તથા વાંસ નદી વાટે અહીં આવે છે. જાત્રાનું ઠેકાણું છે.

કાપદરા—તાપી નદીને કાંઠે ઉજજડ ગામ છે. અહીં કાપદ્રેશ્વર મહાદેવનું દહેરૂં છે.

ખજોદ—અહીં પારસીની વસ્તી વધારે છે. ખજુરાનાં ઝાડ ઘણાં છે. તાડી વખણાય છે.

ઉમરા—તાપી નદીને ડાબે કાંઠે છે. એમાં રામનાથ ઘેલા નામે મહાદેવનું દહેરૂં છે. નીચ લોકો અહીં મુડદાં બાળે છે.

અઠવા—અહીં ખેતીના પાક સંબંધી જાત જાતના અજમાયશ કરી ખેડુતોને બતાવવાને સારૂં એક ખેતર છે. અહીંઆ પોલીસ લાઇન્સ છે. તથા વનિતા વિશ્રામ છે.

અડાજણ—એ તાપી નદીને જમણે કાંઠે છે. પાપડી ને બોર વખણાય છે.

**ભાઠા**--તાપી નદીને જમણે કાંઠે છે. બોર ને પાપડી વખણાય છે.

**મોટાવરાછા**--ઇનામી બાગાયતી ગામ છે. સુખડનાં ઝાડ ઘણાં થાય છે. આદુ, સુરણ ને રતાળુ પુષ્કળ થાય છે.

**ઉંબેર**--ઇનામી ગામ છે. મરચાં વખણાય છે.

**ડુંભાલ**--એમાં હનુમાનનું દહેરૂં છે.

## ➻ ઇનામી ગામો ૧૨ છે. ➻

**મોટા વરાછા**--પાઠકજીના વારસ પાસે છે. **વાંઝ ને ડીંડોલી**-ગંગાધર શાસ્ત્રીના વારસ પાસે છે. **ભેસ્તાન ને સોનારી**-સ્ટ્રોરના વારસ પાસે છે. **દહેલાડવા, ભાણોદ્રા ને ઉંબેર**-અરદેશર કોટવાલના વારસ પાસે હતા. **પુણા, વેસુ, આભવા, આણીઆમોદ**-વડોદરાના નવાબ સાહેબના તાબામાં છે.

---

## ➻ ગાયકવાડી ગામો, ➻

જીઆવ, કરાડવા, ગોજા, ગભેણી.

## ➻ સચીનના નવાબ સાહેબના ૧૬ ગામો. ➻

સચીન, ધોવદરા, ઉંચના, ડુમસ, ભીમપોર, વકથાણા (રાવળા), ભાટીઆ, બોણંદ, કનસાડ, ડંકનવાડા, સારોલી, ગવીઅર, સરસાણા. લાછપોર, ઊન, તરાજ

---

## બાગાયતી ગામો.

પુણા, કુંભારીઆ, સારોલી, વરાછા, કોસાડ, ભાઠા, કતારગામ.



## કસ્બા.

રાંદેર, કતારગામ, કોસાડ, મોટા વરાછા, સચીન.

## જાત્રાનાં ઠેકાણાં

કતારગામ, અશ્વિનીકુમાર, ફુલપાડા, કુંભાલ, ઉધના, ઉમરા, ભીમપોર, સણીઆ, કાપદરા, ડભોલી, વેડ, ઘોડાદરા.



## હવા ખાવાનાં ઠેકાણાં

ડુમસ, ભીમપોર.

**થોડી વસ્તીવાળાં ગામો**--નવાગામ, કરંજ, કાપદરા, ટુંકી, ઉમરવાડા, આંજણા, ખટોદરા, પનાસ, મજુરા, ગોવાલક, દંતોરા, ભેદવાડ, સોનતળાવ, લીંબાયત, ગાંગળા, અંથસલા.

**પારસીની વધારે વસ્તીવાળાં ગામો**—સુરત, અડાજણ, ભાઠા, અઠવા, ખજોદ, સીંગણપોર, ડભોલી, વેડ.

**વહોરાની વધારે વસ્તીવાળાં ગામો**--રાંદેર, મોટા વરાછા, લાછપોર, કફલેટા, સામરોદ, કછોલી.

**મીઠ બંદર**—જીઆવ, ભુડીઆ, ઉંબેર, અહીં પહેલા મીઠું પકવતા હતા.

**તાડીનાં ગામો**—વેસુ, ખજોદ, ભુડીઆ, ળમરોલી, ઘોવાલક, અઠવા, સીંગણપોર.

## વખણાતી વસ્તુવાળાં ગામો.

રાંદેર, અડાજણ, ભાઠા—બોર.
કતારગામ, વેડ, ડુમસ—જમરૂખ, કેરી.
વેડ, ડભોલી, સીંગણપોર—તાડી.
કુંભારીઆ—પીપર, શેરડી.
કતારગામ, પરવટ— માટીનાં વાસણ.
ભાટપુર, ભાઠા, કતારગામ, ડુમસ, વરાછા—શાકભાજી.
આભવા, ડુમસ, ભીમપોર—ખારીઉં ભાત.
વરાછા—રતાળુ, સુરણ, આદુ ને ફણસ.
કોસાડ—ઘી.

બીજા ધોરણ માટે ગણિતના પાયારૂપ

અનુભવસિદ્ધ અપૂર્વ પુસ્તક.

# અંકગણિતનાં મનોયત્ન.

ભાગ ૧ જેમાં—૧૮૦૦ દાખલા છે કિંમત ચાર આના.

ઉત્તમ સર્ટિફિકેટ મળેલાં છે.

કાઠિઆવાડમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર છે.

---

દેશી રાજ્યોમાં ટેકસ્ટ બુકસ, ઇનામ અને લાયબ્રેરી માટે

"મુખગણિત શિક્ષક" મંજુર થએલા
— છે —

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | ૦-૧-૩ | ત્રીજા ધોરણનો | ૦-૨-૦ |
| પહેલા ધોરણનો | ૦-૧-૬ | ચોથા ધોરણનો | ૦-૩-૦ |
| બીજા ધોરણનો | ૦-૧-૯ | પાંચમા ધોરણનો | ૦-૨-૬ |

---

ચોથા ધોરણ માટે ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ચાર આના

ત્રીજા ધોરણ માટે અંકગણિત શિક્ષક પાંચ આના

સુંદરમ કૃત નવી પહેલીના અર્થ બે આના.

દરેક ચોપડીના "ડિક્ટેશન શિક્ષક" તૈયાર છે.

ચોર્યાસી તાલુકાનો ભૂગોળ શિક્ષક દોઢ આનો.

કર્તા—છગનલાલ મોતીરામ શાહ, શાહપોર-સુરત.

બીજી ચોપડીના "ડિક્ટેશન શિક્ષક" બે આના.

[illegible]